મહાકાળી સ્તુતિ સંગ્રહ

શ્રી મહાકાળી નમઃ




# શ્રી મહાકાળી સ્તુતી સંગ્રહ.

રચનાર.


અંબાલાલ વિશ્વનાથ ત્રીવેદી. મુનશી પ્રગટ કર્તા


છપાવી પ્રસિદ્ધ કર્તા.

હરીલાલ છગનલાલ મહેતાજી વામજ કન્યાશાળા

નારણદાસ રણછોડદાસ તથા કેશવલાલ ભાઈચંદદાસ મુ. આતરસુંબા


સંવત ૧૯૬૫ સને ૧૯૦૯

મુલ્ય ૦-૧-૦ પાછળથી ૦-૨-૦ પોષ્ટ ખર્ચ ૦-૦-૧ જુદો.

ધી 'ગુજરાત' પત્ર પ્રિન્ટીંગ પ્રેસ—નડીઆદ.



નારણદાસ રણછોડદાસ તથા
કેશવલાલ ભાઇચંદદાસ

અમારા બાલ સ્નેહી પ્યારા બંધુ આપે
આ પુસ્તક રચવામાં આપનાથી
બનતો આશ્રય આપેલો છે તે
ને માટે અમો આપના આ
ભાવપૂર્ણ આ નાનકડું
પુસ્તક આપને અર્પણ
કરીએ છીએ તે સ્વિ
કારશો એજ.

લી· ગ્રંથ કર્તા,
આપના મીત્રો

મંડલીને-બનાવવામાં પુરેપુરી મદદ આપનાર કંસા
રાં જીકાલાલ છગનલાલ છે એમના આભારી થઇ અ
મો મુખેથી વદીએ છે કે માતાજી એમનો જય કરો
અને દીન પ્રતીદીન તેમના હર્ષમાં વધારો કરો

લી. ગ્રંથકર્તા ને પ્રસિદ્ધ કર્તા
અ· વિ· હ· છ· કે· ભા· ના· ૨

શ્રી.

# પ્રસ્તાવના.

---

મહાન વેવતી ગંગાને તીરે, આવેલા અત્રી રૂષીની ટેકરી (આતરસુમા) ના કપડવણજ દરવાજેથી નીકળી, દક્ષિણ દિશામાં જતાં ડાબે હાથે, શ્રી જગત્ જનુની મહાકાળી બીરાજી રહેલાં છે. ત્યાં આ મળ દરસાલ ચૈત્ર સુધી ૧૩ તે દિવસે મહાન મેળો ભરાય છે. અને માજીનો વરઘોડો મંડલી [illegible]થી ધામ ધુમથી નીકળે છે. તેમજ તે દિવસે હવન હોમ, નવચંડી, વિગેરે થાય છે. વળી તેજ રાત્રીએ મંડળી વાળાઓ ભવાઇ શરૂ કરે છે. તે ભવાઇ તેરસ, ચૌદસ, ને પુનમ એમ ત્રણ રાત્રીએ થાય છે. ભવાઇ જોવાને, તથા માજીના દર્શન અર્થે, તથા માજીની માનતાઓ (બાધા) કરવાને, ઘણા એક દેશાવરી લોકો આવે છે.

વાંચક બંધુંઓ આપણામાં કહેવત છે કે, દશી વંશી ચાલી જાય છે. તેવો અનુભવ અમને થયેલો તે વિદિત કરીએ છીએ.

જે, મહાકાળી માની આગળ હાલ ભવાઇ ને ધામ ધુમ થાય છે તેજ જગાએ પ્રથમ કોઇપણ દિવો બત્તી સરખું કરતું નહી. પરંતુ એકાએક તેની કૃપા વડે—ગામના બેચાર માણસો ને પરચો આપી કહ્યું કે તમો ગુંડાની સ્વારી ભવાઇ કરો જેથી દિનપ્રતિદિન તમારી

ચઢતી કળા થશે તેજ પ્રમાણે હાલ તે જગાની તેમજ તેમના સેવકોની ચઢતી કળા થઇછે. અને આજની સત્યતા એવી વ્યાપીછે કે જે માણસ તેની પાસે રોતુ આવે તે હસ્તુ જાય છે.

આતરસુમ્બા ગાયકવાડી રાજ્યના કડી પ્રાંન્તના દહેગામ તાલુકાનું ગામ છે—ગામ-રમણીય ઉજળી વસ્તિનું તથા આનંદકારી છે.

---



શ્રી.

# શ્રી મહાકાળી નમઃ

---

## વાંચો વાંચો અને વિચારો.

બંધુઓ આ કળયુગમાં સુખ શાંન્તી રહેવાનો અને પાર ઉતરવાનો માર્ગ ઝાલીલ્યો.

અરે! મારા દેશી બંધુઓ કેમ બેસી રહ્યા છો! જરાતો વિચારો; માતે માથો ને બાપ ખાટલાનો પાયો. તે આપણા ઘરડાઓની કહેવત પર જરાતો ધ્યાન આપો! શું! બાપનેજ વળગી પડી માને તદન તરછોડી મૂકયો! નહિ નહિ શાબાશ અમને આશા છે કે મારા હતા બંધુઓ તેમ નહી કરો આ સૃષ્ટીમાં પ્રથમ થડ શું છે તે વીચારો. પ્રથમ સૃષ્ટી રચનાર આદ્ય શકતી છે. આદ્ય શકતી એ પ્રથમ પોતે પ્રગટ થઇ, બ્રહ્મા તથા વિશ્નુને પ્રગટ કર્યા. ને પછી બ્રહ્માને તથા વિશ્નુને કહયું કે, તમો મને વરો. ત્યારે તેઓ કહે કે હે શકતી તમો હમારી માતા તુલ્ય છો. માટે તેમ થાય નહીં. ત્યારે શક્તીને રીસ ચડવાથી તેઓ બંન્ને જણને બાળી ભસ્મ કર્યાં, ને પછી શંકરને પ્રગટ કર્યાં તેમને વરવા માગણું કર્યું તેથી શંકરે કહયું કે હે શકતી મારી વરવાની નાનથી. પણ પેલાં બંન્નેને તમો સજીવન કરી, જુદાં જુદાં રૂપ ધરી તેમને પણ વરો ત્યારે શકતીએ હા પાડી

ને બ્રહ્માને તથા વિશ્નુને સજીવન કરી, પોતે શંકરને પાર્વતી રૂપે વ ર્યાં. પછી પોતે સીતા ખડકી બળી મરીને પછી લક્ષ્મીજી રૂપે વિશ્નુ ને વર્યાં ફરી તેજ પ્રમાણે કરી સાવીત્રી રૂપે બ્રહ્માને વર્યાં ત્યારબાદ આ કાલીએ પોતાનું મૂળ રૂપ પ્રગટ કરી ખુશ થઇ કહ્યું કે હવે આપ ણે સૃષ્ટી રચવી છે. માટે બ્રહ્મા પુતળાં બનાવે, વિશ્નું તેમાં જીવ મૂ કી પાળણુ કરે. અને શંકર સંહાર કરે. આ પ્રમાણે તેઓ ત્રણે દેવ ના પાસે સૃષ્ટી પ્રગટ કરી. વાંચનાર વીરલાઓ સેવકની મતી પ્રમાણે સૃષ્ટીનો પાયો લખી જણાવ્યો છે૦ ભુલ ચુક ક્ષમા માગું છું.

એ ત્રીગુણી માયા વડે સૃષ્ટી ચાલવાથી દરેક વસ્તુમાં ત્રીગુણી માયા રહેલી છે. જેમકે (હાથ) તેમાં કાંડું, કોણી, ને ખભો. (પગ) તેમાં પાંચો, ઢીંચણ, ને સાથળ તેમ દરેક વસ્તુમાં આદી, મ ને અંત. ભુત, ભવિષ્ય, ને વર્તમાન માટે ત્રીગુણી માયા રચનાર કાલીને તથા ત્રીગુણી માયા (બ્રહ્મા, વિશ્નુ, શંકર) ભજવાજથી પાર ઉતરશું તેમાં ભુલ નથી એમ સેવકની નજર પહોચે છે. પછી વહા- લા વીરાઓ આપની નજર પહોચે તે ખરી. સેવકની બુદ્ધી અલ્પ છે. કંઇપણ કાર્ય કરવું હોય તોપણ કહેછે કે તે કાર્ય કરવાની તાર શક્તી છે અગર નથી. તેમાં પણ શકતી બોલ [illegible] આવશે. તાર આવે છે. ત્યારે કહીએ છીએ કે કેમ ભાઇ શકતી છે, અગર શકતી નથી, અગર શક્તી આવી.તેમ કહેશે. માટે આ કળયુગમાં શક્તીનું જાંહુ બરાબર છે. ભજનમાં કહેલું છે કે કળયુગમાં માકાળકા કહેવાશે

તેજ આ, કાળકા, શકતી સ્વરૂપ પોતેજ છે. માટે થડ છોડી ડાળાં ને ન બાઝવું, તેજ આ લખનાર સેવકને તો ઠીક લાગે છે. વીરાઓ આ વખતમાં પોણુસો ભાગે બાણુસો દેવને ભજે છે. ને ફકત પા ભાગજ શકતીને ભજેછે માટે મા અને બાપને સમાન ગણીને બંન્ને ને, તમો, તે ભજો તેજ ત્રીગુણી માયાને શકતી એકજ રૂપ છે વળી વિચારો——————ઊંડા ઉતરો——————અને સાંભળી જુઓ

આ દુનિયામાં જન્મ આપનાર આપણી માતા છે. કે જેને ભીનેથી સુકાં કર્યાં. આપણા દુઃખને માટે તેણે કડવાં ઓસડો પીધાં, ગર્ભનું જતન કરી, અનેક દુઃખો સહન કરી, આપણો જન્મ આપ્યો ત્યાર બાદ એક વરસની ઉમર થયા પછી પીતાશ્રીએ પૈસા ખરચી આપણુ ને ઉછેરી મોટા કરવાનો હેતુ ધારણુ કર્યો. તો પ્રથમ દુઃખ વેઠનાર માતા ને, તદન ભૂલી જઇ, પછીથી મદદ કરનારને કાંઝા કેમ વળગી રહો છો માટે વાંચક વીરાઓ સમજુ છો. જન્મ આપનાર માતાનું તથા રક્ષણુ કરનાર પીતાનું જેમ પાલણ કરીએ છીએ તેમજ આ ,મહાન શકતી જગતની માતાનું સેવન કેમ વીસરી જાઓ છો ! હમારો કહેવાનો હેતુ એવો નથી કે માતાને ભજી દેવને વીસારો માતા ને પીતાને જેમ સમાન ગણીએ છીએ તેમ શકિતને તથા દેવને,સરખાં ગણી બંન્નેનુ સેવન કરો.

વાચક મુરબ્બીશ્રીઓ પ્યારા બંધુઓ, નેન્હાલી બેનો, આ ધરતી ઉપર સર્વને આધાર રહ્યો છે. હીરા, માણેક, પૈસા, માલ, મેવા, સર્વે, (માટીના માનવી માટી માંહે મળી, ક્ષય તારી જશે જાણુ બાઇ) તેમજ

(કાચી છે કાયા, માટીની માયા, માટીના ખેલ બનાયા) તેવી રીતે તે સર્વે આ ધરતીમાંથી પેદા થઈ પાછું છેવટે તેમાંજ જનારછે તો ધરતી તેપણ નારીજાતી શક્તિ રૂપ છે તો આવી સર્વેનું પાલણ કરનાર (મા) ને સુખ શાંન્તીમાં દીન ગુજારો મોક્ષનું સાધન પકડી લ્યો.

ઓ મારા વહાલા સ્વદેશી વીરાઓ અને વહાલી બેનો ઉપર લખેલા વીવેચનથી આપણને કંઇપણ ખોટું લાગ્યા જેવું થાય અગર દાબ પડતા શબ્દો આવી ગયા હોય ક્ષમા કરશો એવી સેવકની આશા છે.

શ્રી.

# શ્રી મહાકાળી માતા પ્રસન્ન હજો.

---

૧

[illegible] કલ્યાણ.

જય દેવી કાળકા—સાહાર્ય તો કરો-
અમો રંક બાળની-વિનંતી ઉર ધરો- ૧
આતરસુંબા ગામની બહારે-ટેકરી ઉપર વાસ.
આદ્ય શક્તિ બીરાજે મા-સુર્ય તણો પ્રકાશ- જય ૨
મંડલી ઉપર મહેર કરજે-ગુણ ગાઈએ તુજ આજ
વારંવારે હમો માગીએ-કરજો હમારાં કાજ.— જય ૩
અમો પામરની વિનંતી-ધરજો માજી કાન.
કુમતિ કાપી સુમતી આપો ધરવાને તુજ ધ્યાન.— જય ૪
ઠી કર જોડી જાચીએ-તમ આગળ વારંવાર.
સુખસંપની માજી માગીએ-દ્યો રિદ્ધિનો વધાર— જય ૫
આતરસુંબાનો નીવાસી-તુજ ચરણમાં ઠામ
સદાય માજી સેવક તારો-કર્તા નારણ નામ— જય ૬

---

## ૨

### રાગ—પાવાતેગઢથી ઉતર્યાં.

ચાલો કાળકાને દરબાર— શોભા સારીરે
માતા તેજ તણો નહીં પાર— જાઉં બલીહારીરે. ૧
માને કપાળે ટીલડી શોભતી— શોભા સારીરે
માને હીરો હડપચીમાંહ્ય— જાઉં બલીહારીરે. ૨
માને પાયે તે નેપુર શોભતાં— શોભા સારીરે
માને ઝાંઝરનો ઝમકાર— જાઉં બલીહારીરે ૩
મા સેંથો ભર્યો સીંદુરનો— શોભા સારીરે.
માની સુંદડી ઝાકમઝોર— જાઉં બલીહારીરે ૪
માને પાસે તે હવન થાય શોભા સારીરે
ખીર સુંખડી હોમાય— જાઉં બલીહારીરે ૫
માના મંડપમાં બેશીને શોભા સારીરે
સખી મંડળી ગુણ ગાય— જાઉં બલીહારીરે ૬
કર જોડી જેઠાલાલ ઉચરે— શોભા સારીરે
મા આપો બુદ્ધી પ્રકાશ— જાઉં બલીહારીરે ૭

---

## ૩

### રાગ નમુ પદ ગીરજા પતીને

માજી વિનંતી હમારી ઉર ધરજો—
સાહ્ય થઇ શ્રમ સફળ કરજો— માજી ૧

બાળ છીએ નીરાધાર,-સુખ કરજો અપરંપાર,
શુ હું વંદુ વારંવાર,-તમ કૃતીનો નહી પાર- માજી ૨
મમ માયા તું મહેર કરીને,-પુરજે ભકતની આશ,
જાણી દાસ, રાખો પાસ,-આવ્યા શરણે હમે- માજી ૩
મહાકાળી શુભ નામ તમારૂં-પાવાગઢમાં ઠામ,
કરો છો કામ, ધરીને હામ,-સેવક ચરણે નમે— માજી ૪

૪

રાગ કરૂણાના સાગર

કરૂણાની સાગર નમુ તુજ આગળ,
વારે...ચઢો, મહાકાળી...મહાકાળી...... કરૂણા. ૧
ઓગણીસે સાઠનારે-ભાદરવા માસે
કરી તારા દાસે-ભવાઇ આરંભ મારી માડી- કરૂણા ૨
તુંજ પ્રતાપેરે-જશ ધણોપામી—
રૂડેરી જામા-થાય છે ચૈતર માસે- કરૂણા ૩
સેવક તાહરારે-ચરણે નમે છે.
રંગમાં રમે છે-આપ આધારે હો માડી. કરૂણા, ૪

૫

રાગ સુંદર શામળીઆ

મનહર મહાકાળી, નામ જપીશ નીત્ય તારૂં,

પાવાગઢવાળી, આશરો તારો ધારૂં— મનહર ૧
ધન્ય માજી શણગાર તમારા, દીસે છે તે બહુ રઢીઆળા.
કંઠે નવ લખ મોતી માળા સદા રહું મા શરણે તારા.
મુખ જોઇ દુઃખ ખોઉં મારૂં— મનહર મહાકાળી ૨
આપને હું નિત્ય નીહાળું, તેથી થાએ મુજ તનડું ટાઢું.
ચરણે રહી તુજ સેવા ઉપાડું, તુજ વિન દેખુ જગ સહુ કાળું
તું છે દેવી દયાળું. મનહર મહાકાળી ૩

---

## ૬

### રાગ વિધાત્રા ધન્ય છે

મહાકાળી માજી ધન્ય છે—તારી કીર્તી જગતમાં અનંત મહા. ૧
જીવ પ્રતીપાલણુ નીત્ય કરો છો—તારી ખરી ચી-તમાં રાખીએ હામ
મહા ૨
આપ પ્રતાપે અમો રંગમાં રમીએ—દીસે રૂડી મૂર્તી તમારી શ્યામ
મહા ૩
ક્ષમા કરી અપરાધ હમારા—આપો માજી સુભ હમને મંગળ ધામ
મહા. ૪
બાળ તમારાંનું રક્ષણ કરજો—કહીએ કરજોડીને વારંવર. મહા. ૫
કૃપા કરી સેવકની પરેતો—બીરાજ્યાં છો માજી અતારસુંબા ગામ
મહા
પાંખ વિનાનાં તારાં પંખીડાં કહે છે.—ધરો સ્તુતી માજી હમારી કાન
મહા

શીશનમાવી તુજ સેવક વદે-કરો માજી ભકતોનો જય જયકાર
મહા.

---

## ૭

### રાગ-પુનમચાંદની

ચાલો બંધુઓ રમીએ માના ચોકમાંરે
રૂડો મંગળકારી દીન શોભેછે આજ, પ્રેમલાવીને કહું ગરબો આ
નંદનોરે ૧

### સાખી.

શોભા માની શી કહું—ધન્ય મહાકાળી નામ
તેજમાનું છે ઘણું-આતરસુંબામાં ઠામ

માની સત્યના તો ચો દીશ ઘણી ચાલતીરે.
તેથી સૌજન આવે પ્રેમ કરી આ ઠામ-આવી માના ચોકે નર
નારી સૌ બેસતાંરે, ચાલો ૨.

### સાખી.

ચરણે ઝાંગર ઝમકતાં-કડલાં કાંબીસાર
હાથે બાજૂ બંધ બેરખા-કંકણો છે સાર

માને નાકે નથની કાને કુંડળ શોભતાંરે
દીસે-કંઠમાં...નવલખ મોતીહાર, માએ પચરંગી...સુંદડી અંગે
ધરીર, ચાલો ૩

## સાખી.

પારે આવે આંધળાં-તે દેખતાં થાય.
આવે લુલાં લગડાં-ચાલતાં તે જાય
માની, સત્યતા—દેખીને હું વીસ્મય થયોરે-બોલો માજીનો સવે
જયજયકાર, ચાલો.

---

૮

રાગ-માઢ

માજી વિનતી હમારી-ઉરમાં ધારી-અર્જ સ્વીકારી સેવકનાં દુઃખ કાપ
કાપ ૧
આશરો માતુ હમને તમારો-મહેર કરો મમ્માત.
તારોને તમો ભવ દુઃખમાંથી-ભકતોનો ગ્રહી હાથરે, માજી ૨
જગત્ જનેતા માજી દયાળુ-લાવી ઉમંગ ઉર
વર્ણવી શકતો કાંઇનથી-પણ કહું છું જયસુરરે, માજી ૩
મહાકાળી શુભ નામ તમારૂં-પાવાગઢમાં ઠામ
જે જન તારા શરણે આવે-તેનાં કરે તુ કામરે, માજી ૪

---

૯

રાગ-સુંદર શામળીઆ

નમું હું કરજોડી-સંકટ કાપો મારાં
દુઃખડાં દયો ત્રોડી-જગમાં સુખ કરનારાં-નમું ૧
અત્તની અર્થે મરતી બારે, દુષ્ટો તો બહુ જુલમ ગુજારે

સતીઓતો બહુ ત્રાસ પુકારે–તમવિણુ કષ્ટ કોણુ નીવારે
ઉર ધરો વિનતી વાલા–નમું હું કરજોડી. ૨
શ્યામ મૂર્તી પાવાગઢ વાસી–નમી નમી નમીએ સ્વયં પ્રકાશી,
ભવતારણુ તમો માત વીલાસી,–દુઃખહર દીનનાં તું અવીનાશી,
માત નીરંજન વાલાં–નમું હું કરજોડી.

---

## ૧૦

### રાગ–આશાગોડી.

અરજ સુણોને હમારી, અહો માતુ અરજ સુણોને હમારી.
ટેકરી ઊપરે આપ બીરાજે......શીખરની શોભા સારી–અહો ૧
સેવક આવી જાયે તમને.........સંકટ નાખો વીદારી –અહો ૨
આતરસુંબાની રક્ષા તું કરજે......દેવી દીન, દયાળી—અહો ૩
માગીએ માજી અમો તુજ ભકતી...તે તો સદા તુ દેનારી–અહો ૪
દી કર જોડી એ કવિ વંદે.....થાજે સદા સાયકારી—અહો ૫
(અંબાલાલ વિશ્વનાથ)

---

## ગા. ૧૧

### આવો કુમકુમને પગલે (રાગ)

આવો......આવો......આવો માના મંદીરીએ......
આવીને સ્તુતી કરીએ...... ૧
શુભ સ્તુતી માજીની કરીએ (૨) ઉમંગે સહુ ફરીએ...[૨]
આ તન મનને, અરપી ધ્યાન ધરીએ (૨) આવો માના ૨
આ ગંભીર દહેરા વિશે–[૨]...મા સુર્ય તેજ તો દીસે [૨]

રૂડાં પુષ્પ લઇને, પુષ્પ લઇને પુંજા કરીએ...[૨] આવો માના ૩
સૌ સેવકો મા કહીએ...(૨)...તુજ ચરણુમાં રહીએ [૨]
મા નામ તારૂં લઇ, હામ તુજથી,. રંગે ફરીએ [૨] આવો માના ૪

---

## ૧૨

### રાગ–લાવણી

મહાકાળી માજી સુણો વિનંતી હમારી, મેં અરજ ગુજારી કરૂ સ્તુતી આ તરી ૧
તમો દીસો દયાળુ પ્રેમે પુંજીએ પહેલાં, અમો સેવક તમારા છીએ મનથી ઘેલા ૨
કોઇ ભકત આવીને લીયે આપનું નામ, તો શ્રવણુ કરો તતકાળ સુધારો કામ ૩
મા જગમાં તારૂં નામ ઘણું છે ભારે, તું ચડે સદાયે સેવકોની વારે ૪
તુજ સત્યતા તો ચોદીશમાં ઘણી ચાલે, આ સેવકો ગુણુ ગાય આવી તુજ પારે ૫
તુજ ચરણે ઝાંઝર કડલાં સારાં શોભે, હાથે બાજુબંધ કંકણો બહુ ઓપે ૬
મા સોનાનો શણુગાર સુંદડી ચળકે, કાને શોભીતું ઝાલ રૂડેરૂ ઝલકે ૭
છે કંઠે પુષ્પનો હાર શોભા રઢીઆળી, મા, નાકે, નથની સુંદર શોભે વાળી ૮
મા શીરપર સોના છત્ર રૂડુ બીરાજે, બોલેથી તારૂં દહેરૂ ગંભીર ગાજે ૯
આ સેવકો સૌ દરશન કરવા આવે, મા હર હમેશાં દરસન સૌ છો ભાવે ૧૦

હરિલાલ તાહયરો દાસ મુખથી ગાવે, મારી વિનતી સુણી ઉધ્ધાર
વિઘ્ન દુર જાવે ૧૧

## ૧૩

## રાગ–ગીતી

મંડળી બાળક મળીને......શ્રી મહાકાળીનાં દર્શને આવે...
પ્રેમે પુંજા કરવા......અબીલ–ગુલાલને પુષ્પ ફળ લાવે... ૧
આપ જગતની માતા......પુંજા અમો પ્રીત થકી કરીએ...
બાલ છીએ સૌ તારા.:....સદાકાળ ધ્યાન અંતરમાં ધરીએ... ૨

## ગા. ૧૪

## શાર્દુલ–વીક્રિડિત.

આવો સૈજન પ્રેમથી આજ અહીં...રાખી નીર્મળ બુદ્ધીને
કરીએ, દર્શન, માજી તણાં...આપે સદા શુદ્ધિને ૧
સજીઆ, છે શણગાર સોના તણા...શોભા, તો, બની છે ઘણી...
લીધું...ખડક, જો હાથમાં...મુખ છે પૂર્વ દિશાભણી ૨
તેઆ...દેવી, કાળકા, દહેરા વિશે બીરાજયાં છે સનમુખે
ભજશે જે જન પ્રીતથી......હમેશાં, રહેશે, સુખે. ૩

## ગા. ૧૫

## રાગ હિંડી

મહાકાળી, માજી......અરજ ઉરે ધા......રો
તુજ સેવકનાં......સંકટો સંહા......રો

શુભ કાર્યમાં તો વિજ—...ય, વધા......રો　　　મહા ૧
આવ્યા સેવકો દર્શન......કરવા, કા......જે
તારૂં...દહેરૂં તો ગંભીર–ઘણું ગા......જે
તુજ પારે તો વાજીં......ત્ર રુડાં વા ......જે　　　મહા ૨
ધન્ય ધન્ય માજી ધન્ય દિવસ આ......જે
તુજ અંગે સોના શણગાર......બીરા......જે
તુજ શીરપરે છત્ર રૂડું છા......જે　　　મહા ૩
પાંખ વીનાનાં પંખીડાં તારાં કહે......છે
માજી શરણમાં હમેશાં તારા રહે......છે
તુજ પ્રતાપે આનંદમાં ફરે......છે　　　મહા ૪

---

## ૧૬

### રાગ–નવીન

રસીઆ......ઓ, ઉમંગે આવોરે (૨)
ઉમંગે, આવોરે......ઉમંગે આવોરે　　　રસીઆ...૧
ટેક.
પ્રેમ, પ્રેમથી, પુંજા કરીએ......નેમ, નેમથી, ધ્યાનજ ધરીએ
હરીએ, ફરીએ, જન્નોના ડરીએ,
માજી કરશે સાહ્ય, સાહ્ય, સાહ્ય,　　　રસીઆ...૨
જેમ, જેમથી, ભકતી કરશું–તેમ, તેમ સુખેથી ફરશું,
હરશું, ફરશું, ધ્યાન ધરીશું,
દુઃખડાં સર્વ જાય, જાય, જાય,　　　રસીઆ...૩

---

## ૧૭

### રાગ—ઓચ્છવનો

હરનીશ ભજીએ મહાકાળી—નીરખું દહાડી, દહાડી. (૨) ૧
રિસ જરાં નહીં માજી, ના મનમાં ——
લાવે સદા હેત માડીરે ॥ ૨
લટકે કુંડળ માજીના કાને— ——
છત્રની બલીહારીરે ॥ ૩
ગળ ગળુબંધ મોતીની માળા— ——
નથની પહેરી રઢીઆળીરે ॥ ૪
લાલ ચુંદડી માને અજો બીરાજે ——
લલાટ ટીલડી રૂપાળીરે ॥ ૫

---

## ૧૮

### રાગ—મા પાવાતે ગઢથી ઉતર્યાં

અંબે અંબે સૌ ઉચરો બહુ ભાવેરે
બાળકને કરશો સાહ્ય, દુઃખના આવેરે ૧
લાવીને મનમાં ઉમંગ તો, બહુ ભાવેરે
લળી લળીને લાગો પાય, દુઃખના આવેરે ૨
વિશ્વમાં મા વીખ્યાત છે, બહુ ભાવેરે
શ્ય બુદ્ધી ભજીએ પાર, દુઃખના આવેરે ૩
ના રાખો કુડ કપટને, બહુ ભાવેરે
યશ સૌ સારાં કામ દુઃખના આવેરે ૪

તન, મન, ધનને અરપીને, બહુ ભાવેરે
રહુંજે માજીના ચરણ, દુઃખના આવેરે ૫
વાલા હસ્ત જોડી ચરણે નમો, બહુ ભાવેરે
દીલમાં છે દેવી દયાળ દુઃખના આવેરે ૬

---

## ૧૯

### રાગ—ગરબો

ખીલી અજવાળી રાત, ખીલી અજવાળી રાત—
નમીએ, ફરીએ, રમીએ,...પ્રેમે મહાકાળીના ચોકમાં. ૧
ઝાલી આપણ હાથ, ઝાલી આપણ હાથે,
હરીએ, ફરીએ, ધરીએ, પ્રેમે અંતર હર્ષ આવાસમાં
બેસો બ્હેન (૨) ગરબો ગાઇએ આ ચોકમાં— ૨
ભરી કેસર ચંદનનો થાળ લાવો, હાંરે બેનો કેસર ચંદનનો થાળ લાવો
થાળ લાવી માજીને વધાવો, હાંરે લ્યો પુંજા કર્યાનો લ્હાવો
અહીં, રંગ; રંગ, કરી—અબીલ ગુલાલ—બહાર ખુબ ઉડાવો
હાંરે બેનો અબીલ ગુલાલ-બહાર ખુબ ઉડાવો— ખીલી ૩

### સાખી

છબી માની સોહામણી......જોતાં હર્ષ ન માય
મંદ પવન મીઠો અહીં......ઠંડો, ઠંડો, વાય

ઝાંઝર કંકણનો ઝમકારો, રમકા ઠમકાનો ઠમકારો
ઘોર ઘુઘરીનો ઘમકારો. ધન્ય મહાકાળી માનો પારો, વાહરેવાહ [૨]
ખીલી ૪

---

## ૨૦

### રાગ-બનજારો

ભાવે ભજીએ તમને માડી.—છો જગતની દીન દયાળી.
છો આપ જગતની માતા—જગતમાં છો વીખ્યાતારે......
માજી બુદ્ધિ આપો સારી.—છો જગતની દીન દયાળી. ૧
માજી આપ છો શકતી સ્વરૂપે—તને નમે ગરીબને ભૂપરે......
થાઓ સેવકને સાહ્યકારી—છો જગતની દીન દયાળી ૨
માના ફૂલેલ મરવાં ફરે છે—ધ્યાન મહાકાળીનું ધરે છે રે......
તારી પુંજા કરે છે. પુજારી—છો જગતની દીન દયાળી ૩
તારા શીરપર મુગટ બીરાજે—રૂડું દહેરું તે ગબીર ગાજેરે......
મંડપની શોભા સારી—છો જગતની દીન દયાળી ૪
માજી વંધ્યાને સુત આપો—રંક રાયનાં સંકટ કાપોરે......
અમો શરણે છીએ સૌ તારી—છો જગતની દીન દયાળી ૫
તુજ ભકતી થકી દુઃખ જાય—મન વાંછીત ફળ થાયરે......
આપો ભકતી સદા મા તમારી—છો જગતની દીન દયાળી ૬
કરજોડીને કેશવ કહે છે..સુખ સાહ્યતા સર્વ તું દેછે રે.....
કરો માજી સદા જયકારી—છો જગતની દીન દયાળી ૭

---

## ૨૧

### રાગ(અવર વાણીનું

આચો આચો સંસાર બધો જાણુમારે
જુઠા તાતા જુઠા ભ્રાતા જુઠી તુજ જનેતા માતા

કાયા કાચો ઘડો છે–મીનજ આણુમાં રે સાચો ૧
જગમાંથી ગુણ જેને જાણી–સમરી લેને અંબારાણી
કામ ક્રોધને લોભ સાચો—માણુમારે સાચો ૨
મન કરીને નાહક ભટક્યો માજીના ચરણે નવ અટક્યો
કળયુગમાં તું રખડ્યો ચારે ખુણુમારે સાચો ૩
મુખેથી તું જપને આણી...જગત અંબા એવી વાણી
આ ભવમાં જુગ અંબા...નથી મળુમારે, સાચો
નાચો તો જુગ અંબા જાણો–નાચો તો મા આગળ નાચો
અંબાલાલ કહે નાચો માના મંડપમારે-સાચો ૪

---

## ૨૨

### રાગ— ભજન ગોઠવ્યો

મનહરણ...રમણ.....મા...શરણુ તમારે
આપ...વિના.....કોણુ ચઢે ઉગરવા.....રે ૧
અનપુરણ, આનંદકારી, છો જગના આધાર
જગત મંગલ તું કરનારી–સેવકનાં...પ્રતી પાળરે–મનહરણ ૨
ચતુર ભૂજ, ગજ સુંઢસરીખા–દીસે શોભીત શીકાર
બેરખા, મણી, કનકવેલીઆ–ચુનીના ચળકારરે–મનહર ૩
હસ્ત જોડીને માજી અમો.....માગીએ નીરધાર...
ચરણ, શરણ, સદા રહીએ–આપો એવો અધીકારરે–મન

---

## ૨૩

### રાગ–માઢ

છે. આનંદકારી પાવાગઢવાળી,–સુખ કરનારી, માજી આપો આપ
શા માટે તમો રૂઠ્યાં મારો...રાની દુનિયા માંહ્ય.
કળયુગમાં. મહાકાળી વિના, બીજું ન થા. બધુ કામરે–છે આનંદકારી
કળયુગે મહાકાળી કહેવાશે–ભાખી ગયા છે દેવ.
માટે નીરમળ મન રાખીને–કરીએ તેની સેવરે–છે. આનંદકારી
દૂર કરો દેહના છ શત્રુ–જાઓ માની પાસ.
ભકતી કરો ખાંડાની ધારે–કહે છે જેઠાદાસરે,–છે. આનંદકારી

---

## ૨૪

### રાગ–આરતી

આદીતે આનંદ,—માજી આદીતે આનંદ
આપ પ્રતાપે કરીએ (૨) છીએ બુધ્ધીનામંદ–જયો–જયો–માજુગ
તઅંબે
શોભે સહું સેવકને, માજી દર્શન સુલ્ભ થાય– માજી દર્શન સુ
લભ થાય
દર્શન કરતાં તારાં (૨) દુઃખડાં સર્વે જાય, જયો જયો
મંગળ મંગળ કારી, માજી આપ કરો; માં આપ કરો અમને
કરજોડીને કહીએ (૨) સેવક સહુ તમને, જયો જયો
બુધ માજી, આપો, સારી બુધ, માજી આપો સારી બુધ.
માફ કરજો દોષ હમારા (૨) તમે કરી છે બુધ. જયો જયો

શુરૂ એ માગું જ્ઞાન; અમોને આપો, માજી જ્ઞાન અમોને આપો.
સેવક છીએ સૌ તારા. (૨) ચરણમાં થાપો—જયો જયો
શુંકે સુભ કામ, માજી સહુ શું કે કરજો, મા સહુ શું કરજો
સેવકોની વિનંતી [૨] રૂદીઆમાં ધરજો, જયો જયો
શાનીએ અમો સહુ, શરણ છીએ તારા, મા શરણ છીએ તારા
સર્વે મળીને ગાઇએ (૨) તુજ ચરણે રહેતા, જયો જયો.
સાત વારની, આરતી, જે કોઇગાશે મા જે કોઇગાશે
કૃપા થકી મા તારી. (૨) સુખ સંપત થાશે—જયો જયો.

---

## ૨૫.

રાગ—કલ્યાણ.

પ્રણામ પ્રણામ પ્રણામ—મહાકાળીને પ્રણામ
પ્રણામ ભાર્ત ભૂમિને—સ્વદેશીને પ્રણામ.
માજી કૃપાએ પુસ્તક રચીયું.—રાખી મનડુ સાફ
ભુલ ચુક આવી હશે—તો બંધુ કરશો માફ—પ્રણામ
અલ્પ બુદ્ધિના અમો બંન્ને—માજી કેરા દાસ.
કુદરત દોષની ક્ષમા કરશો—એવી રાખીએ આશા—પ્રણામ.



## ગરબી

વારી જાઉંરે કાલકા તારા નામનેજો, તારી લીધા છે આસપાસ ગામ
નેજો-વારી.

નવરાત્રીના દન ઘણા ઓપતાજો, દેવી કાલકાતે સનમુખ શોભતાજો
વારી.

ત્રણ દિવસ ભવાઇ સારી થાય છે જો, જોઠા આંપીને સનમુખ ગાય છે
વારી

ગાય ગીતાં લે હાથમાંહી તાલીજો, ઘાલીયો ફરફરતી જાળીઆજો વારી
ઘાલી માંડવોને ઝરીઆન છાજનીઓજો, ઓધા મેરઇ ચણીગો શીવી
લાવીઓજો-વારી

રકી મંડપ રૂશની રંગમાંજો, વાગે નોબત નગારાં રૂડાં સંગમાંજો વારી
શોભે નેજા નીશાનને ફાહવાજો, હરીલાલ ગુલાબ ઊડાડનાજો વારી
કેશવલાલ માને લાડ લડાવતાજો, સેવક અંબાલાલ માને મન વિભાવતા
જો-વારી

લવાર નારણ આવી પગે લાગતોજો, ત્યાંતો છત્રીશ વાજાંનો શબ્દ વા
ગતોજો વા ર

રચી રચના મંડપની સોહામણીજો, જોયા જેવી શોભા ફરાના તણી
જો-વારી

અતી આનંદ પ્રગટયો આકાશમાંજો, ધામધુમ થાએ આતસુંબા ગા
મમાજો-વારી

વર્ણન કરતાં આજીભ હારી જાય છે જો, દાસ ઇશ્વર મુખ ગુણ ગા
ય છે જો-વારી

રહેવાશી નટપુરનો હું થાઉં છું જો, નોકર પોલીસનો કહેવાઉં છું જો-વારી
ગ્નાતે ભાવસારથી હું ઓલખાણ છું જો, મીત માના ગુણ ગાણ છું જો-વારી

# અગાઉથી ગ્રાહક થનારનાં નામ.

## આતરસુંબા.

રા. રા. વલ્લભદાસ હરજીવનદાસ પારેખ
" અંબાલાલ સાંકળચંદ શાહ
" સાંકળચંદ બળદેવ શાહ
" ચુનીલાલ સાંભળદાસ શાહ
" શંકરલાલ મગનલાલ ,,
" મણીલાલ લલ્લુભાઈ ,,
" ચુનીલાલ સાંકળચંદ ,,
" જેઠાલાલ ધરમચંદ ,,
" મોતીલાલ છગનલાલ ,,
" મગનલાલ બહેચર ,,
,, કેશવલાલ બહેચર ,,
,, શંકરલાલ નરોતમ ,,
,, ફુલચંદ સાંકળચંદ ,,
,, નાથજીભાઈ ઈશ્વરદાસ ,,
,, બળદેવ ગીરધર ,,
મગનલાલ રણછોડ ,,
હસમુખ જમનાદાસ પારેખ
,, બાપુલાલ મુલજી ,,
,, મોહનલાલ હરસુખરામ ,,
,, મોહનલાલ જેઠાલાલ ,,

|  |  |  |
|---|---|---|
| ,, | ચુનીલાલ રણછોડ | ,, |
| ,, | હરિલાલ શંકરલાલ | ,, |
| ,, | મોહનલાલ વલ્લવદાસ | ,, |
| ,, | મહાસુખ ભાઇચંદ | ,, |
| ,, | અંબાલાલ મથુરદાસ | ,, |
| ,, | મથુરભાઇ ભાઇચંદ, | ,, |
| ,, | મોહનલાલ હીરાલાલ | ભટ્ટ |
| ,, | વિશ્વનાથ ઇશ્વર. | ત્રીવેદી |
| ,, | પુરૂસોત્તમ સાંકળેશ્વર | ,, |
| ,, | મંગળભાઈ હીકાભાઈ | ,, |
| ,, | મયારામ જેરામ | ,, |
| ,, | અંબાલાલ સદાશીવ | જોષી |
| ,, | મગનલાલ દલસુખ | ,, |
| ,, | ગણપતલાલ છગનલાલ ભાવસાર |  |
| ,, | સોમચંદ ભગવાન | ,, |
| ,, | કેશવલાલ હરગોવિંદ | ગાંધી |
| ,, | મુલચંદ જેચંદભાઇ | ,, |
| ,, | ડાહ્યાભાઈ રણછોડદાસ | શાહ |
| ,, | રતનલાલ કેશવલાલ | દોશી |
| ,, | છગનલાલ ગીરધરદાસ | શાસ્ત્રી |
| ,, | વલ્લભદાસ ગીરધરદાસ | ,, |
| ,, | ભીખાલાલ વનમાળી | ,, |

" વીઠલદાસ નરસીંહ "
" રઘનાથ સુંદર "
" મગનલાલ પુંજાભાઈ "
" પુરસોતમ વસરાંમ "
" નરસીંહ ગણેશ "
" તીભોવન સુંદરદાસ "
" પ્રેમચંદ લાલચંદ "
" શંકરલાલ મીઠાભાઈ "
" ગોબર પુંજાજી ડી. સ.
" લલ્લુભાઈ કીશોરદાસ સોની
" જેઠાલાલ પુરસોતમ "
" શનાલાલ છગનલાલ "
" નરોત્તમ ગિરધરદાસ "
" મગનલાલ લલ્લુભાઈ મી.
" ફકીર નરસીંહ "
" કેશવલાલ છગનલાલ શાહ
" મથુરભાઈ બહેચરદાસ "
" જેઠાલાલ મથુરદાસ ગાંધી
" રણછોડ ગીરધરદાસ વાલંદ

## દહેગામ-

રા. રા મુલશંકર નારણદાસ ત્રીવેદી
" ત્રીકમલાલ નથુભાઈ શ. મા.

,, અલાદજી માધાજી ,,
,, દેવશંકર ચતુરામ ત્રીવેદી
,, ચંદુલાલ ભાઇશંકર ,,
,, રણછોડભાઇ રાજારામ ,,

## અમદાવાદ.

રા. રા. માણેકલાલ મુળજીભાઇ,
રેલ્વે પોલીસ જમાદાર

## લીંબડી

રા. રા. ઓધવજી કાનજી
,, લધુ કાનજી
,, પુરસોતમ કરસન મી.
,, ગોવીંદ કરસન
,, ભુરાજી ભગવાન
,, મનજી ગોપાલ }
,, રણછોડ ખીમજી }
,, પીતામ્બર પુરસોતમ મી.
,, માનજી કુંવરજી
,, હીરજી તુલશી મી.
,, ડુંગરજી જસજી

## કપડવણજ

રા. રા. મુલશંકર અંબાશંકર ત્રીવેદી

॥ [illegible]રેશ્વર [illegible] ભટ
॥ મગનલાલ વલ્લભદાસ સોની
॥ નાગરદાસ માધવદાસ
॥ અંબાલાલ નાનાભાઈ
॥ મણીલાલ મુળજી ગાંધી
॥ સોમેશ્વર ભીખાભાઈ દાણીયા
॥ રતનલાલ ઈશ્વરભાઈ ,,
॥ ચુનીલાલ દામોદર ગાંધી
॥ શંકરલાલ મનસુખરામ દાણીયા
॥ મોહનલાલ મગનલાલ ભટ
॥ મંગળદાસ હરજીવન દાણીયા

## ધોળકા.

રા. રા. જી. એ. ત્રીવેદી

## આંત્રોલી.

રા. રા. કાળીદાસ શીવરામ મંડળીના મ. લી. ક.
રા. રા. છોટાલાલ સાંમળદાસ મી
॥ નાથાલાલ ગોકળદાસ ॥
॥ પુરસોતમ ગોપાળદાસ ॥
॥ નાનાલાલ રામશંકર પંડ્યા
॥ ભીખાલાલ ખુશાભાઈ રાંચી
હરગોવન રેવાશંકર જોષી

॥ ચુનીલાલ રણછોડ શાહ
॥ છગનલાલ પીતાંમ્બર
॥ રતનલાલ પોપટરાંમ ભટ્ટ
॥ બેચારદાસ જીવરામ સુથાર
॥ મથુરલાલ મગનલાલ ॥
॥ ગોપાળદાસ શીવધર ॥

## પુનાદરા.

રા. રા. હરિલાલ લલ્લુભાઈ શાહ

## દેવકરણના મુવાડા.

રા. રા. બાપાલાલ પીતાંબર જોષી
॥ મગનલાલ લલ્લુભાઈ શાહ

## દમણ.

રા. રા. ઈશ્વરલલ મુલજી રેલ્વે જમાદાર

## ખડાલ

રા- રા- મંગળ વેલજી સુથાર
,ફુલાભાઈ માથાભાઈ પટેલ
,નારણભાઈ મરઘાભાઈ,
,શંકરભાઈ ખાજીભાઈ,
,મગનલાલ પુરસોતમ,

,મોહનલાલ મોતીભાઈ;.

## વામજ તાલુકે કડી.

રા- રા- રામનારાયણ છગનલાલ

;નાથાલાલ કાલીદાસ;

,ચંદુલાલ ફતેહચંદ,

,જોઇતારામ કાલીદાસ,

,નાથાલાલ લીલાધર,



# જાહેર ખબર

તાકીદે મંગાવો, હુવે જુજ નકલો છે, તાકીદે મંગાવો

## મહાકાળી સ્તુતી ગ્રંથ

બહાદુર સ્ત્રીની વારતા અને પદ્મણી નારીના મુખમાંથી ફુલનું ખરવું—એ પુસ્તક છપાતી થોડી મુદતમાં બહાર પડશે માટે તાકીદે નામ નોંધાવો અગાઉ કીમત ૦—૨—૬ પાછળથી ૦—૩—૦

## મહાકાળી સ્તુતી ગ્રંથ તૈયાર છે

### મળવાનું ઠેકાણું

અંબાલાલ વિશ્વનાથ ત્રીવેદી.

કેશવલાલ ભાઇચંદદાસ.

હરિલાલ છગનલાલ. વાયજ ટ. કન્યા શા. મે.

નારણદાસ રણછોડ. મિ૦

મુ. આતરસુંબા

તાલુકે. કપડવંજ (?)